

ૐ



जननि जन्म भूमिश्च स्वर्गादपि गरीयसि

## શ્રી આર્ય નાટક મંડળી.

# આર્ય તિલક.

## નાટકનાં ગાયનો અને ટુંકસાર.

કર્તા ગૌરીશંકર ત્રીભુવન રાવળ.

-: છપાવી પ્રસિદ્ધ કરનાર :-

ચુનીલાલ બાપુલાલ માસ્તર.

માલેક :— શ્રી આર્ય નાટક મંડળી.

ભાજીવાળા ચાલ થીએટર, મુંબઈ.

આવૃત્તિ પાંચમી પ્રત ૧૦,૦૦૦

૧૯૨૬.

મુલ્ય આના.





શ્રી

# પૂર્વ વૃતાંત.

ભગવાન શ્રી કૃષ્ણચંદ્ર પ્રભુજીની લીલાભૂમિ દ્વારીકાપુરી. કાળના મહાત્મ્યથી જળપ્રલયમાં નિમગ્ન બની અને તેથી તેમના વંશજો- હરીવંશી અને યદુવંશી (બળરામ અને શ્રીકૃષ્ણના તનુજો) સ્વભૂમિ છોડી આર્યાવર્તના ઉત્તર પ્રદેશ તરફ ચાલી નિકળ્યા. યાદવો પવિત્ર દુવાબ ક્ષેત્રમાં વસ્યા અને ત્યાં પોતાની રાજસત્તા જમાવી અને હરી- વંશીઓએ આગળ વધી આર્યાવર્તની પેલી પાર પહોંચી સમરખંડ (હાલ જેને સમરકંદ કહેવામાં આવે છે) જીતી લઇ ત્યાં પોતાનો અમલ સ્થાપ્યો. તે સ્થળે તેઓએ એક હજાર વર્ષ પર્યંત રાજ્ય અમલ ચલાવ્યો. ત્યારબાદ તેઓ વિદેશવાસ તજી સ્વદેશ તરફ પાછા ફર્યા. અને યદુવંશીના મીનગઢના રાજ્યની સીમા, જોડ જોડ, સરહદના પહાડી પ્રદેશપર એક નગર વસાવી રાજ્ય સ્થાપના કરી. (જેને ઇતિહાસ જાબુલીસ્થાનના રાજ્ય તરીકે ઉલ્લેખેછે.) આ સમય પછીના લગભગ પાંચસો વર્ષ દરમીયાન યદુવંશીય રાજ્યો પોતાનો વિકાસ પૂર્ણ પ્રકારે કરી ચુક્યાં હતાં. ભારતવર્ષમાં આ યદુવંશીય રાજ્યો તે સમયે ગૌરવનું સ્થાન ગણાતાં હતાં. આપણે જે સમયની વાર્તા કરીએ છીયે તે સમયે યદુવંશીય રાજ્ય—મીનગઢની મહારાણી દુર્ગેશ્વરી પોતાના સ્વર્ગસ્થ પતિ વિક્રમાર્કના રાજ્ય સિંહાસનપર બીરાજમાન હતી, અને તે હરીવંશીય રાજ્ય ઉપર વડપણ ધરાવતી હતી. પરંતુ હરીવંશીય રાજ્યના તે સમયના રાજ્ય કર્તા આર્યતિલક એક પ્રબળ પ્રતાપી વીર મહાત્મા હોવાથી દુર્ગેશ્વરીએ પોતાના રાજ્યનો કાર્યભાર આર્યતિલકને અર્પણ કર્યો હતો. તેથી બન્ને રાજ્યની સત્તાનો દોર આર્યતિલકના હસ્તમાં

હતો. આ સમયમાં આર્યાવર્તમાં ચક્રવર્તિ મહારાજાધિરાજ નંદવંશીય ધનનંદ હતા. ગ્રીક રાજા મહાન અલેકઝાંડર દિગ વિજય કરતો ભારત-વર્ષપર ચઢી આવ્યો. યદુવંશીય રાજ્યની સરહદપર તેણે પોતાનો પડાવ નાંખ્યો; અને પાટલી પુત્ર મહારાજા ધનનંદને મીત્રતાના કરા-રનો પેગામ મોકલાવ્યો. આ હકીકત જાણતાંજ સ્વદેશાનુરાગથી પ્રેરાઇને વીર મહાત્મા આર્યતિલકે વિદેશી રાજના પ્રસ્તાવ વિરૂધ્ધ મહારાજા ધનનંદને ચેતવણી આપી. તેથી અલેકઝાંડર બાદશાહે હરી-વંશી અને યદુવંશી રાજ્યોને સૌથી પ્રથમ મીત્રતાના બંધનમાં બંધા-વાની ફરજ પાડવા ગ્રીક સીપાહસાલાર સેલ્યુકસને ચઢાઇ કરવા આજ્ઞા આપી. અલેકઝાંડરના એ યુધ્ધના પડકારને વધાવી લઇ વીર શીરો-મણી આર્યતિલકે પોતાના પહાડી કીલ્લામાંહેના દેવિ મંદીરમાં વિજય પ્રાર્થના કરી વિશ્વવિજયી અલેકઝાંડર સામે યુધ્ધની તૈયારી કરી. અહીંથી નાટય પ્રયોગનો પ્રારંભ થાય છે.

# પાત્ર પરીચય.

## પુરૂષ વર્ગ.

**આર્યતિલક**—શ્યામ નગરના મહારાજા.
**અલેકઝાંડર ધી ગ્રેટ** } વિશ્વ વિખ્યાત, દિગ્‌ વિજયી. ગ્રીક
**ઉર્ફે મહાન સીકંદર** } શાહનશાહ.
**સેલ્યુકસ**—ગ્રીક સૈન્યનો વડો સીપાહસાલાર.
**સાંબસિંહ**—દુર્ગેશ્વરી મહારાણીનો પાટવી પુત્ર યુવરાજ.
**ધનંજયસિંહ**—એક વીર સામંત રાજકુમાર.
**હેફિસ્ટિયન**—સીકંદરશાહનો વફાદાર સરદાર.
**રવીપાલ**—સાંબસિંહનો સાળો એક સામંત કુમાર.
**રાવણરાજ**—એક જમીનદાર.
**મોહજીત**—રાવણરાજનો પુત્ર બ્રહ્મચર્યાશ્રમમાં રહેનાર.
**બૈજનાથ**—બ્રહ્મચર્યાશ્રમનો અધીકારી.
**ગોબર**—બૈજનાથ ગુરૂનો શિષ્ય.

સિવાય ગ્રીક સરદારો, ક્ષત્રિય સરદારો, પ્રધાન પુરજન, દવારપાળ. ગ્રીક સિપાહો, રજપૂત સૈનિકો વિગેરે.

## સ્ત્રી વર્ગ.

**દુર્ગેશ્વરી**—મીનગઢની રાજકર્તા મહારાણી.
**વાસંતિદેવિ**—યુવરાજ સાંબસિંહની માનીતી રાણી.
**કૌમુદી કુમારી**—મહારાજા આર્યતિલકની વીર ભગિનિ.
**અનંગભદ્રા**—યુવરાજ સાંબસિંહની અણમાનીતી રાણી,
**સુનંદા**—વાસંતિ અને કૌમુદીની મુખ્ય સહચરી.
**મંદારીકા**—મોહજીતનું પ્રેમપાત્ર—ભવિષ્યની પત્નિ.
**ચંડી**—ગોબરની પ્રેમીકા—ભવિષ્યની ભાર્યા.

સિવાય—સાહેલીઓ, વારાંગનાઓ, નગરનારીઓ વિગેરે.
સ્થળ—શ્યામનગર; મીનગઢ અને દુઆબનું યુધ્ધ ક્ષેત્ર.

શ્રી

# આર્ય તિલક.

## નાટકની પ્રવેશવાર હકીકત.

### મંગળાચરણ—વસ્તુ સુચન.

## અંક પહેલો,

**પ્રવેશ ૧ લો.** સ્થળ—આર્યતિલકના કીલ્લામાં દેવી મંદીર.

શ્યામ નગરનો રાજ્યકર્તા આર્ય તિલક ઇષ્ટ દેવિ પાસે મહાન અલેકઝાન્ડર સામેના યુધ્ધમાં વિજ્ય મળવા પ્રાર્થના કરેછે; અને ધર્મ યુધ્ધ કરી ક્ષાત્ર ધર્મ બજાવવાનો અવસર મળવા માટે અંતરનો આનંદ પ્રકટ કરેછે. ત્યાં સામંત રાજ્યકુમાર ધનંજ્યસિંહ આવે છે. અને અલેકઝાંડર ઉરફે સીકંદર શાહે આર્યતિલક તેમજ તેનાં અધિશ્વરી દુર્ગેશ્વરી, એ બન્નેનાં રાજ્યોપર ચઢાઇ કરવા સેલ્યુકસને હુકુમ કરી દીધાના સમાચાર આપે છે. આર્યતિલકને ત્યાં બીજા સામંત સરદારો યુધ્ધમાં સામેલ થવા આવી રહેલા છે. તેઓ તથા આર્યતિલકની બ્હેન કૌમુદીકુમારી જે જાતે યુધ્ધમાં ઉતરવા તત્પર છે તે આ સ્થળે આવે છે. સર્વ મંડળ યુધ્ધમાં ઉતરવા સંબંધી વાતો કરતા બેસે છે. પ્રાચીન વીર સન્નારીઓ સંબંધી કૌમુદીનો ઉલ્લેખ. ત્યાં એક આયુધો બનાવનાર કારીગર આવે છે. જાતકારીગરીનું એક ઉત્તમ બખતર

આર્યતિલકને ભેટ ધરે છે. તે બખતરની કસોટી. કસોટી માટે કુમારી કૌમુદી અને કુમાર ધનંજયનું ક્રીડા યુધ્ધ. કૌમુદી અને ધનંજ્યના હૃદયમાં પ્રેમાંકુર- ક્રીડાયુધ્ધ શુરૂ થાય છે તેવાનાં એક સામંત આવી સેલ્યુકસ ગુપ્ત માર્ગે છુપો હલ્લો કરવા આવેછે એવા ખબર આપે છે. આર્યતિલક તેને સપડાવવાની બાજી ગોઠવે છે. સેલ્યુકસ ગ્રીક સીપાહો સાથે પ્રવેશ કરતાં સાથેજ ભેદી પ્રકારથી કેદ થાયછે—ટેબલો.

**પ્રવેશ ૨ જો.** સ્થળ—રાવણ રાજનું ઘર.

એક સાધારણ સ્થીતિનો માણસ રાજય કૃપાથી એકદમ જમીન- દાર બની જતાં તેનું ભેજું ચસકેછે, અને તે કીર્તિ મેળવવાને હવાઇ કીલ્લા બાંધે છે- પોતે રાવણરાજ નામ ધરાવી રાવણે જેમ પોતાના પુત્ર ઇંદ્રજીતને મહાવીર બનાવ્યો તેમ પોતે પોતાના પુત્રને મહાવીર બનાવવાનો મનોરથ કરે છે તે માટે બ્રહ્મચર્યાશ્રમ સ્થાપી બૈજનાથ નામના ગુરૂને તે આશ્રમના અધીકારી બનાવી તેના હાથ તળે શિક્ષણ મેળવવા તેમજ બ્રહ્મચર્ય પાળવા પોતાના પુત્રને રાખે છે. રાવણ- રાજનો પુત્ર મોહજીત એક મંદારીકા નામની યુવતિ સાથે પ્રેમમાં પડેલ છે. પરંતુ પીતાની આજ્ઞા ન લોપી શકાતાં બ્રહ્મચર્યાશ્રમમાં જાય છે; અને મંદારીકા સાથે આશ્રનમાં ગુપ્ત મુલાકાત કરવાની ગોઠવણ કરે છે.

**પ્રવેશ ૩ જો.** સ્થળ—પર્વત માળામાં સીકંદરની છાવણી.

સીકંદરશાહ દુર્ગેશ્વરીની રાજય હદમાં પડાવ કરી રહેલ છે- આર્યતિલકને હાથ સેલ્યુકસ પકડાયાથી ગ્રીક નામને ખાતર આહે તેસ

ભાગે પણ સેલ્યુકને છોડાવવા સીકંદરશાહ ધારણા રાખે છે- સેલ્યુકસ સંબંધી બાતમી મેળવવા માટે મોકલેલા જાસુસોની માર્ગ પ્રતિક્ષા કરતો સીકંદર હેફિષ્ટિયન સાથે જંગલ પહાડમાં નજરે પડે છે. આર્યતિલક, સેલ્યુકસને કેદી તરીકે દુર્ગેશ્વરીની હજુર લઇ જવા નિકળેલ છે, અને તે જુજ સૈનિકો સાથે આ તરફ આવે છે એવા ખબર સીકંદરને મળે છે; કે તુરત સીકંદર પોતાના સીપાઇઓને અદ્દશ્ય ગોઠવી દે છે. અશ્વરથમાં બેઠેલ આર્ય તિલક તથા પુરૂપ વેપમાં કૌમુદી સેલ્યુકસને લઇ આ સ્થળમાં દાખલ થાય છે. સીકંદર એક ગ્રીક અફસર તરીકે સામે થઇ તેઓને અટકાવે છે. ગ્રીકો અને રજપૂતોમાં ઝપાઝપી. ઘણા ગ્રીકો સામે જુજ રજપૂતોનો પરાભવ. સીકંદરને હાથે આર્ય તિલક તથા તેની બહેન કૌમુદી કેદ. સેલ્યુકસનો છુટકારો.

---

## સીન ટ્રાન્સફર.—

સીકંદર કેદી આર્ય તિલક તથા કૌમુદીને લઇ છાવણીમાં આવે છે; અને સેલ્યુકસના હૃદયનો મર્મ જાણવા માટે કેદીઓને સેલ્યુકસના કબજામાં સોંપી ત્યાંથી જવાનો ઢોંગ કરેછે. હેફિષ્ટિયન સાથે તે ગુપ્તપણે સેલ્યુકસ અને કેદીઓ સાથેનો વાદ વિવાદ સાંભળે છે. સેલ્યુકસે છૂપો હુમલો કરવાની મતલબનો પ્રકાશ. મીત્રતાના કરારનામાપર સહી કરવા આર્ય તિલક પ્રત્યે કોશીશ. આર્ય તિલકનો રોકડો જવાબ. ભયંકર ધમકીઓ. આર્ય તિલકની નીડરતા અનીતી સામે યુક્તિ વાપરી દુશ્મનના હાથથી મુક્તિ મેળવવા કૌમુદીની કળા. સેલ્યુકસનું એ જાળમાં ફસવું. સીકંદરે પ્રગટ થવું. સેલ્યુકસને ધિક્કાર. આર્ય

તિલક અને કૌમુદીને ધન્યવાદ. બાદ આ રાજવંશી પરોણાઓને પરણાગત સ્વીકારવા મોકલી તે સાથે દુર્ગેશ્વરીની હજુરમાં પોતે વેશ પલટો કરી વિષ્ટિ કરવા જવા સીકંદરનો ઠરાવ. સીકંદરે ત્યાર બાદ સેલ્યુકસ પાસે તેણે છુપો હુમલો કર્યા બાબત જવાબ માગવો. સેલ્યુકસનો અપરાધ સીદ્ધ થવો. સીકંદર અને સેલ્યુકસમાં ફુટફાટ. અત્યાચારી સેલ્યુકસને સીકંદરની છાવણીમાંથી રજા.

## સીકંદરનો મુદ્રા લેખ.

છો થતો સહાર મ્હારો ન્યાય નામે ડર નહીં,
ન્યાય છે મારી પ્રતિષ્ટા રાજ્ય કે લશ્કર નહીં;
જય બરાબર છે મને જે ન્યાય ખાતર હાર છે,
ન્યાય મારા પ્રાણ મુજને ન્યાયની દરકાર છે.

**પ્રવેશ ૪ થો—સ્થળ—અનગ ભદ્રાનું અંતઃપુર.**

યુવરાજ સાંબસિંહની અણુમાનીતી રાણી અનંગભદ્રા. ધનંજય સિંહનું તેને મળવા આવવું. ધનંજય પાસે અનંગભદ્રાનો પતિના અણુરાગ વિષે અશ્રુપાત. અચાનક સાંબસિંહે આવી દુરથી આ દ્રશ્ય જોવું વ્હેમ ખાવો. ધનંજયનાં સાંબને સત્ય કથન. સાંબનો ક્રોધ. અનંગભદ્રાને મુખ ન બતાવવા હુકમ. ધનંજયને યુદ્ધ ક્ષેત્ર તુરત ચાલ્યા જવા આજ્ઞા. અને એ રસ્તે ધનંજયનો ગુપ્ત વધ કરવા સાંબની ગોઠવણ.

**પ્રવેશ ૫ મો—સ્થળ—દુર્ગેશ્વરીનો મ્હેલ.**

આર્ય તિલક અને કૌમુદીના છુટકારા નિમિત્તે તેમજ વિષ્ટિ માટે શાહનશાહ સીકંદર તરફથી આવેલા દૂતના સત્કાર અર્થે ઉત્સવ આર્ય જાતીનો આતિથ્ય મહીમા. બાદ વિષ્ટિ સંબંધી વાતચીત. દુર્ગેશ્વરી તથા આર્ય તિલકનો પરરાજ્ય સાથે સંબંધ જોડવા ઇનકાર.

**આર્યોનો અડગ સીધ્ધાંત—**

અમે અનાદી સ્વરાજ્ય વાદી, સ્વરાજ્ય કરતા રહ્યા હમેશાં;
સ્વરાજ્ય કાજે અનાર્ય સાથે, લડાઇ લડતા ગયા હમેશાં.
મહાપ્રતાપી સુઆર્ય જાતી, નહીં વિજાતીથી ખાફ ખાતી;
સ્વરાજ્ય અર્થે સ્વભાગ આપી, રણે વિચરતા રહ્યા હમેશાં;
સ્વતંત્રતાને તજી ન દેશું, ફરજ અમારી બજાવી લેશું;
અનાર્ય સત્તા કદી ન સ્હેશું, રીપુને હણુતા રહ્યા હમેશાં.

સીકંદરે ઉસ્કેરાઇ જવું. દુર્ગેશ્વરીને દૂતના વેશમાં સીકંદર હોવાનો શક, પરીક્ષા કરવા યુક્તિ, સીકંદરનું પકડાવું. દુર્ગેશ્વરીનું દીલાવર દીલ, સીકંદરનો દુર્ગેશ્વરી પ્રત્યે પૂજ્યભાવ. પરસ્પર માતાપુત્ર જેવી લાગણી. સુલેહ અગર લડાઈ વિષેના પ્રશ્નની ચર્ચા. યુદ્ધમાં શૌર્ય બતાવી સ્વરાજ્ય ભોગવવાની લાયકાત પુરવાર કરવાની શર્ત, દુર્ગેશ્વરી તથા આર્ય તિલકે એ શર્ત કબુલ કરવી. સીકંદરે એ શર્ત પાર પાડયે તેઓનું સ્વરાજ્ય અબાધિત રહેવા વચન આપવું. દુઆબક્ષેત્રમાં યુધ્ધારંભ કરવા ઠરાવ. શાહનશાહના માનમાં નૃત્ય ગીત.

**પ્રવેશ ૬ ઠો—સ્થળ બ્રહ્મચર્યાશ્રમ.**

આશ્રમમાં મંદારીકા આવીને રહી છે. મોહજીત અને મંદારીકાગુરૂથી ગુપ્તપણે મળે છે. પ્રેમાનંદ મેળવે છે. આશ્રમમં એક ગોબર નામનો શિષ્ય છે. તે ચંડી નામની પ્રમદા સાથોં પ્યારમાં પડયો છે. ચંડી અને ગોબર મુલાકત માટે એકાન્ત શોધતાં આવે છે. મોહજીત અને મંદારીકા એકાન્ત સ્થળે બેઠેલ છે. ત્યાં તેઓ પણ જઇ બેસે છે. ગોબર અને મોહજીત પોતપોતાની પ્રિયાને છુપાડવા એક બીજાને પલાયન કરાવવા બહાનાં બતાવે છે. છેવટે હારીને બન્ને જણાઓ ભરમ ખુલ્લો થઇ જવાના ભયથી પોતપોતાની પ્રિયાઓને ત્યાંથી ખસેડે છે- મોહજીત અને મંદારીકાઆ સંતા કુકડીની રમત ખલાસ કરી લગ્નકરી નાખવા સંબંધી વિચાર કરે છે.

**પ્રવેશ ૭ મો—સ્થળ—વીલાસોધ્યાન.**

યુવરાજ સાંબસિંહની માનીતીરાણી વાસંતિદેવી સાહેલીઓ સાથે બાગની વાસંતિક શોભાનું વર્ણન કરતી પ્રવેશ કરે છે. વાસંતિદેવી અને સાંબસિંહના પરસ્પરના અનન્ય પ્રેમ વિશે સાહેલીઓનો વિનોદ. સાંબસિંહનું આગમન. પ્રેમલીલા. તેવામાં કૌમુદીનું આવવું; અને રાજકાજ અર્થે દુર્ગેશ્વરીની હજુર આવવા કહેવું. વીલાસીસાંબની એ બાબત આનાકાની. કૌમુદી સાથે રકઝક સાંબની રીતભાતથી રોષે ભરાએલ દુર્ગેશ્વરી ત્યાં આવે છે. પુત્ર અને પુત્ર વધૂને તેના વિલાસીપણા માટે તેમજ યુદ્ધ સંબંધી પોતાનું કર્તવ્ય ન બજાવવા માટે ધિક્કારે છે. ભોગ વિલાસમાં આસક્ત સાંબસિંહનાં યુદ્ધમાં ન જવા માટે વિચિત્ર બહાનાં

## પુત્ર પ્રત્યે માતાનું:કર્તવ્ય.

ધર્મ માતાનો બજાવામાં હું ગફલત ના કરૂં;
ધર્મ કારણ પુત્રનું મૃત્યું થતા પણ ના ડરૂં.
પુત્રને તારે, ફરજ એ માતની નીરધાર છે:
ફર્જ માતાની ચુકી તે માતને ધિક્કાર છે.

સાંબસિંહ તદ્દન કર્તવ્ય વિમુખ. દુર્ગેશ્વરીએ કર્તવ્ય ભ્રષ્ટ પુત્રને કેદ કરી યુધ્ધમાં એક સાધારણ સૈનિકની હાલતે ખડો કરવા આર્યતિલકને સોંપવો. તેમજ પતિને કર્તવ્ય ભ્રષ્ટ કરનાર વાસંતિ દેવિને ધર્મ ભાન કરાવવા કૌમુદીના કબજામાં રાખવી. અને વિલાસ વૃત્તિને પોષનાર પાપના ધામરૂપ વિલાસ ભુવનમાં આગ લગાડવી. માતુ ધર્મની પરાકાષ્ટા.

દેખલો.



# અંક બીજો.

**પ્રવેશ ૧ લો**—સ્થળ સેલ્યુક્સની છાવણી.

સીકંદરથી અલગ થઇ સેલ્યુક્સ પોતાના સાથીદારો સાથે ભારત વર્ષમાં રાજ્ય મેળવવાને ભાગ્ય અજમાવવા મસલસત કરે છે. પ્રથમ દુર્ગેશ્વરી સાથે મુલાકાત લેવા તે ઇરાદો રાખે છે. તેવામાં દુઆબના રણક્ષેત્ર પ્રત્યે જતો: ધનંજય સેલ્યુક્સની છાવણી પાસેથી પસાર થાય છે. તેને ક્ષત્રિય જાસુસ સમજી સેલ્યુક્સના સીપાહીઓ પકડે છે, અને સેલ્યુક્સ રૂબરૂ લાવે છે. એક સામંત કુમારને પોતાનો સાથી બનાવી દેવાની મળેલી તક સેલ્યુક્સ સાધવા ધારે છે. પણ ધનંજય તેની એ ઇચ્છાને ઠોકરે મારે છે. સેલ્યુક્સ તેને સમજાવી લેવા હાલ કેદ કરવા હુકમ આપે છે. અંગની ઝડતી લેતાં સાંબસિંહે સ્વીપાલને આપવાનો પત્ર ધનંજયને આપેલ તે નીકળે છે. પત્ર વાંચતાં ધનંજયનો ગુપ્ત વધ કરવાની સાંબસિંહની ગોઠવણ જણાઇ આવે છે. અને તેથી ધનંજય કે, જે અત્યાર સુધી વફાદાર હતો તે પલટાઇ જાય છે- સેલ્યુક્સને. આથી હવે ફાવતું થાય છે. સેલ્યુક્સ અને ધનંજય એકતા કરે છે. સીકંદર અને સાંબસિંહ બન્નેને ક્રમવાર હાથ બતાવી આપવા યોજના ઘડે છે. પ્રથમ દુર્ગેશ્વરી પાસે જઇ ખટપટ આદરવા સંકેત. ધનંજય સાથેની મીત્રતાના આનંદમાં નાચરંગ.

**પ્રવેશ ૨ જો**—સ્થળ દુર્ગેશ્વરીનો મહેલ.

દુર્ગેશ્વરી આર્યતિલકને રણ વિદાય આપે છે. કૌમુદી વાસંનિ દેવિને ખરી ક્ષત્રાણીનો ધર્મ સમજાવે છે. વાસંતિ પોતે યુધ્ધમાં ઉતરવા તથા પતિ સાંબસિંહને ક્ષાત્ર ધર્મ વિમુખ ન થવા દેવા પ્રતિજ્ઞા કરે છે. એક દાસી સેલ્યુક્સ આવ્યાના ખબર લાવે છે.

દુર્ગેશ્વરી સેલ્યુકસની મુલાકાત લેછે. સેલ્યુકસ દુર્ગેશ્વરીને મદદ આપી સીકંદરને હાર ખવરાવવાની વાત વિદિત કરે છે. યદુવંશ કુળધર્માભીમાની દુર્ગેશ્વરી એવી અનીતિની મદદ તથા અન્યાયની જીત મેળવવા ના પાડે છે; અને સેલ્યુકસને સ્વજાતી અભિમાન રાખવા તથા સીકંદર સાથે સમાધાની કરવા સલાહ આપે છે. સેલ્યુકસ સીકંદર પ્રત્યે વેર વાળવાની વૃત્તિથી જેવા સામે તેવા થવાની નીતિની દલીલ કરે છે. દુર્ગેશ્વરી વેરીને પ્રેમથી જીતવાનો સદ્દબોધ આપે છે.

### ઉન્નત જીવનનો મંત્ર.

રીપુના રોષને બદલે તમારો પ્રેમ ઉતારો,
અને અપકાર ઉપર પણ કરો દીલ સાથ ઉપકારો;
અગર જો કોઈ પોતાના રીપુને મારવા ચાહો,
કદાપી શસ્ત્રથી મારો નહીં પણ પ્રેમથી મારો.

સેલ્યુકસ: પોતાનું ધાર્યું ન થવાથી છેડાઇ જાય છે. દુર્ગેશ્વરીની સલાહ મુજબ સીકંદર સાથે મળી જઇ તેની સામે યુદ્ધમાં ઉતરી સત્યાનાશ વાળવાની ધમકી આપે છે. દુર્ગેશ્વરી તેની અસભ્યતાથી ગુસ્સે થઇ તેને પરહેજ કરી પોતાના પાય તખ્ત નગરની હદ બહાર છોડવા હુકમ આપે છે. આ નાલેશી ન થવા દેવા સેલ્યુક્સ સામે થાય છે. ધનંજય સાથે કરી રાખેલા સંકેત મુજબ મજલાપર ચઢી કુદી નાસે છે. દુર્ગેશ્વરીના સરદારો તેની પાછળ પડે છે. સેલ્યુક્સ અને ધનંજય એક રથમાં બેસી નાસે છે. ક્ષત્રિ સરદાર સળગતું તીર ફેંકી તેના રથમાં આગ લગાડે છે. સેલ્યુક્સ રથ છોડી પાસેની નદી માંહેના નાવપર ચડી પ્રાણ લઈ નાસે છે.

**ટેબ્લો.**

**પ્રવેશ ૩ જો—સ્થળ બ્રહ્મચર્યાશ્રમ.**

રાવણુરાજ આશ્રમની તપાસ માટે આવેલ છે. મંદારીકા સંબંધી ગુરૂ પાસે ખુલાસો કરીને; ગુરૂ, રાવણુરાજને સમજાવી લગ્ન કરાવી આપે એવા હેતુથી મોહજીત ગુરૂ આગળ ઢોંગ સોંગ આદરે છે. ગુરૂ મોહજીતનો હેતુ પાર પડાવી આપવા વચન આપે છે. મદારીકાને બોલાવવામાં આવે છે. તેવામાં રાવણુરાજ ત્યાં આવે છે. મંદારીકાને એક ઓરડામાં છુપાવે છે. ચંડી આ કીસ્સો જોઇ જાય છે. ચંડી રાવણુરાજને, ઓરડામાં મંદારીકાને છુપાવ્યાની હકીકત કહે છે. રાવણુરાજ ઓરડાનુ બારણું ઉઘડાવે છે. આ ખટપટ જાણી જવાથી મોહજીત મંદારીકાને આઘી પાછી કરી દઇ પોતે ઓરડામાંથી બહાર આવે છે. ચંડી ચાટ પડે છે. સર્વ ચંડીપર ઉશ્કેરાય છે. ફીટકાર આપે છે.

**પ્રવેશ ૪ થો—સ્થળ દુઆબનું રણક્ષેત્ર.**

સીકંદરની આગેવાની નીચે ગ્રીક સેના તથા આર્યતિલકની આગેવાની નીચે ક્ષત્રિયસેના રણક્ષેત્રમાં ઉભેલ નજરે પડે છે. સીકંદર તથા આર્યતિલક પોત પોતાની સેનાને વીરતા દાખવવા અને હુશીયાર રહેવા ઉશ્કેરે છે. સીકંદર અને આર્યતિલક વચ્ચે મહાવીરોને શોભાવનાર યુદ્ધના શિષ્ટાચારનું સંભાષણ બાદ બન્ને સેનાઓનું સામ સામે થવું. યુદ્ધ આરંભવું ગ્રીકોનું બહાદુરીપુર્વક પાછા હઠવું. ક્ષત્રિસેનાએ આંધળીયાં કરી તેની પુંઠ પકડવી. સીકંદર તથા આર્યતિલક બન્નેનું પોત પોતાની સેના પાછળ જવું. સૈનિકના હવાલામાંથી છુટી કામ મોહાસક્ત સાંબસિંહનુ વાસંતિના ધ્યાનમ. આવવું. વાસંતિને મળવા માટે યુદ્ધ ક્ષેત્ર છોડી

નાસવું. આર્યતિલકનું આવવું. સાંબને નાસતો અટકાવવા તેના સાથળમાં તીર મારવું. સીકંદરનું આવવું. સાંબના નાસવાની ટકોર. ગ્રીકોન-નાસવાનો દાખલો દઈ આર્યતિલકનો દાંતતોડ જવાબ. સીકંદરનો પાશ્ચાત્યોની યુદ્ધ કળાનો ખુલાસો. આર્યતિલકનો યોદ્ધાના અડગ ધર્મ વિષે રદીયો. પાછા હઠેલા ગ્રીકો પાછળ પડેલા રજપૂતો ઉપર વળતે હુમલો કરે છે. બન્ને લશ્કરો લડતાં લડતાં પાછાં ફરે છે. સીકંદર અને આર્યતિલક યુદ્ધમાં ઉતરે છે. યુદ્ધ જામે છે. આર્યતિલકના શસ્ત્ર પ્રહારથી સીકંદર ઘાયલ થાય છે. સુર્યાસ્ત થાય છે. પહેલા દીવસના યુદ્ધમાં ક્ષત્રિઓનો જય થયો જણાવી આર્યતિલકને ધન્યવાદ આપી સીકંદર યુદ્ધ બંધ કરે છે. **ટેબલો.**

---

**પ્રવેશ ૫ મો—**સ્થળ સેલ્યુકસની છાવણી.

ધનંજય પોતાની પરીસ્થીતિ સંબંધી વિચાર ગ્રસ્ત. પોતે શત્રુને મળી જઈ દેશદ્રોહ કર્યાથી પ્રેમનું સ્થાન કૈમુદીનો પ્રેમ નહીં મળે એવી શકા અને ચિંતા. કૌમુદીને ગુપ્ત મુલાકાત માટે બોલાવી લાવવા મોકલેલ કીશોરસિંહ સાથે પુરુષવેશે કૌમુદીનું આવવું. ધનંજયે કૌમુદી આગળ સાંબસિંહના કારણથી પોતે સેલ્યુકસ સાથે મળી ગયાની હકીકત જણાવવી. અને આ બાબતમાં કૌમુદી તેને દોષ પાત્ર ગણી પ્રેમ છોડી ન દે એવી આકાંક્ષા રાખવી. કૌમુદીએ દેશદ્રોહના કૃત્ય માટે ધનંજયનો તીરસ્કાર કરવો, અને તેના પ્રત્યે પ્રેમને સ્થાને વેર હોવાનો ઠરાવ સંભળાવવો. કૌમુદી પ્રત્યેના પ્રેમ પ્રભાવથી ધનંજયનું હૃદય પલટાવું. તેણે સેલ્યુકસનો સાથ છોડવા તત્પર થવું. તેટલામાં યુદ્ધમાંથી નાસી વાસંતિને મળવા દુર્ગેશ્વરીની છાવણી તરફ

જતા સાંબસિંહને પકડી સેલ્યુકસનું આવવું. કૌમુદીનું ત્યાંથી ચાલ્યા જઇ કીશોસિંહ પાસે રોકાવું. સેલ્યુકસે શત્રુ સાંબસિંહનો સંહાર કરવા ધનંજ્યને કહેવું. ધનંજયે પોતાના માનનિય યુવરાજનો સંહાર નહીં કરવા સાફ જણાવી દેવું. ધનંજયના આ જવાબથી ક્રોધીત થંઇ સેલ્યુકસે તેનો શીરચ્છેદ કરવા તૈયાર થવું. ધનંજય તેનો પ્રતિકાર કરે છે. કીશોરસિંહ અને કૌમુદી ધનંજયની મદદે આવી પહોંચે છે. સેલ્યુકસને દબાવી ધનંજય, કૌમુદી કીશોરસિંહ અને સાંબસિંહ ચાલ્યા જાય છે.

પ્રવેશ ૬ ઠો–સ્થળ સીકંદરની છાવણી.

સીકંદર, હફિષ્ટિયન વિગેરે ગ્રીક અમલદારો સાથે પોતે જાતે બજાવવાની ફરજો સંબંધી વાતચીત કરે છે. તેવામાં સેલ્યુકસ સીકંદર શાહ પાસે તેની તબીયત જોવાને બહાને આવે છે. યુદ્ધની સ્થતિનો ઉલ્લેખ કરી સ્વજાતીને ખાતર રજપૂતો સામે યુદ્ધ કરવા સેલ્યુકસ સીકંદર પાસે માંગણી કરે છે. સીકંદર તે માગણીનો અસ્વિકાર કરે છે. સીકંદર અને સેલ્યુકસ વચ્ચે ગ્રીકો અને રજપૂતોના બળ પરાક્રમ વિષે સંવાદ. છેવટે સ્વજાતી તરીકેની લાગણીથી સીકંદર સેલ્યુકસને પોતાની સેનામાં તેની મૂળ પદવીએ દાખલ કરે છે. સેલ્યુકસ જાય છે. બાદ આર્યતિલક ત્યાં આવે છે. સીકંદરની કુશળતા ઇચ્છી તેને તનદુરસ્તી મળે ત્યાં સુધી યુદ્ધ મુલતવી રાખવાનો દુર્ગેશ્વરીનો સંદેશ જણાવે છે. સીકંદર યુદ્ધ જારી રાખવા કહે છે. અને દુર્ગેશ્વરી તથા આર્યતિલકની આવી મમતાળુ વૃત્તિ સંબંધે આભાર સાથે સંતોષ જાહેર કરે છે.

આર્યતિલકના સૌજન્ય અને શૌર્યથી સીકંદર પ્રસન્ન થઈ. ગયા યુદ્ધમાં પોતા ઉપર મેળવેલા વિજય માટે રત્નજડીત તલવાર બક્ષીસ આપવા ઇચ્છે છે. પોતાના સદ્‌ગુણનો બદલો ન લેવા આર્યતિલક જણાવે છે. આર્યતિલકના સત્કાર અર્થે ગ્રીક ૨૫ સુંદરીઓનો દીલપસંદ ડેન્સ. આર્યતિલકની વીદાયગીરી.

**પ્રવેશ ૭ મો— દુર્ગેશ્વરીની છાવણી.**

વાસંતિ પાસે સાંબનું આવવુ. કર્તવ્ય ધર્મ સમજેલી વાસંતિએ સાંબને યુદ્ધક્ષેત્રે પાછા જવા કહેવું વાસંતિને ફરી ગયેલી જાણી તેનાપર સાંબનો ક્રોધ. શોક. દુર્ગેશ્વરીનું આવવું. નાગી આવેલા પુત્ર પ્રત્યે દુર્ગાનો પ્રકોપ. પત્ની અને માતાના પ્રયત્નથી સાંબસિંહ ક્ષાત્રધર્મારૂઢ. શત્રુઓને મારવા અથવા પોતે પ્રાણ વિસર્જન કરવાની પ્રતિજ્ઞા લઇ સાંબસિંહનું યુદ્ધ ક્ષેત્ર પ્રતિ પ્રયાણ.

**પ્રવેશ ૮ મો—સ્થળ યુદ્ધક્ષેત્ર.**

બીજા દીવસનું યુધ્ધ. ગ્રીક અને ક્ષત્રિય બન્ને સૈન્યોનું યુદ્ધ ક્ષેત્રમાં પ્રવેશવું. પહેલા યુદ્ધમાં હાર પામવાથી ઉશ્કેરાએલા ગ્રીકોનું ભયંકર યુદ્ધ. સેલ્યુકસનો આર્યતિલક પર ધસારો. એક સામે અનેકનું અનીતિ ભર્યું યુદ્ધ. રજપૂતોએ સેલ્યુકસને કેદ કરવો. ગ્રીકોએ આર્યતિલકને કેદ કરવો. સાંબ અને ધનંજયનું આવવું. સીકંદરે સાંબની દ્રઢતા તપાસવી કર્તવ્યપાલન કરવા કૌમુદી સાથે દુર્ગેશ્વરીનું યુદ્ધમાં ઉતરવા આવવું. ગ્રીક સરદારો બંદીવાન સાંબસિંહ સખ્ત ઘાયલ દુર્ગાનો રણોન્માદ સુર્યાસ્ત યુદ્ધ સમાપ્ત- ઘાયલ સાંબનું દુર્ગાના શરણમાં પડવું. વીરમાતાનો પુત્રના વિરત્વથી આનંદ.

**દેખાવ**

# અંક ત્રીજો.

**પ્રવેશ ૧ લો—સ્થળ સીકંદરની છાવણી.**

સીકંદર પ્રેમ અને સૌજન્યથી આર્યતિલકનું મન જીતી લઈ ગ્રીક અને ક્ષત્રિય પ્રતિષ્ઠા રહે એવી માનભરી સુલેહ કરવાના કાર્ય માટે વચનથી બાંધી લે છે. અને પોતાના પ્રતિનીધિ દરજ્જે સુલેહની વિષ્ટિ માટે દુર્ગેશ્વરી હજુર જવા કેદના બંધનથી મુક્ત કરે છે. સજ્જન શત્રુ માટે સ્વજનને કસ આપવાનું કાર્ય સ્વીકારતાં ધર્મ સંકટમાં પડેલા આર્યતિલકની મનોદશા.

**પ્રવેશ ૨ જો—સ્થળ દુર્ગેશ્વરીની છાવણી.**

વાસંતિ દેવી. કૌમુદી અને સાહેલીઓ, યુદ્ધ મુલતવી રહેવાના તથા કેદ મુક્ત થઈ આર્યતિલક વિષ્ટિ માટે આવવાના સીકંદરશાહના પેગામથી આનંદ માનતી દેખાય છે. સાંબસિંહ, ધનંજય અને રવીપાલ ત્યાં આવે છે. એમના સબબથી થયેલ અનર્થના પશ્ચાતાપ સાથે ધનંજય અને સાંબસિંહના અંતઃકરણની એકતા. કૌમુદીના પ્રયત્નનો આભાર માનવો. અનંગભદ્રા પ્રત્યે સાંબસિંહની સદ્‌લાગણી. વાસંતિ દેવિ અને અનંગભદ્રા બન્ને ધર્મ પત્નિઓને સમાન પ્રેમ અર્પણ કરવાનું વચન. રવીપાલ, ધનંજય, કૌમુદી અને સાહેલીઓનું જવું. અનંગભદ્રાનું જવું વાસંતિ અને સાંબનો પ્રેમ વિનોદ તેઓનું જવું. બાદ કૌમુદીનું ઉપવન વિહાર કરતાં આવવુ. ધનંજયને મળવાના આતુર વૃત્તિ. વાસંતિ અને સાહેલીઓનું આવવુ. કૌમુદીના મનનો મર્મ જાણવો, નણદ પ્રત્યે ભોજાઈનાં મીઠાં મરમાળા કટાક્ષ. વાસંતિદેવિ અને સાહેલીઓનુ જવું.

**પ્રવેશ ૩ જો—સ્થળ દુર્ગેશ્વરીની દરબાર.**

દુર્ગેશ્વરી પાસે વિષ્ટિ માટે આર્યતિલક આવે છે. આર્યતિલકની પાછળ સીકંદર ઉમરાવના વેશમાં આવે છે. એક બાજુ અદ્રશ્ય રહી આર્યતિલક તથા દુર્ગેશ્વરીની વાતચિત સાંભળે છે. સીકંદરના વિનયને તેમજ બન્ને પક્ષને માનભરી સુલેહ કરવાની માગણીને માન આપી પોતે સીકંદરના પક્ષકાર તરીકે સુલેહની વિષ્ટિનું કાર્યસ્વીકાર્યાનુ આર્યતિલક જણાવે છે. સીકંદરના પ્રતિનીધિ દરજ્જે ભાર પૂર્વક સ્વીકારેલુ કાર્ય પ્રમાણિકપણે પાર પાડવા દલીલો કરે છે. દુર્ગેશ્વરી યુદ્ધ સંબંધી પોતાના પ્રથમના નીર્ણયને વળગી રહે છે. છતાં આ બાબતમાં પોતાના પક્ષકાર તરીકે આર્યતિલકની સલાહ માગે છે. સીકંદરના પરવાનગી વગર એવી સલાહ આપવાથી પોતાની પ્રમાણિકતાનો ભંગ થાય એમ જણાવી આર્યતિલક સલાહ આપવા ના પાડે છે. દુર્ગેશ્વરી પોતાને સલાહ આપવા બાબત સીકંદરની પરવાનગી મેળવી વિષ્ટિ કરવા આવજો એમ આર્યતિલકને કહે છે. આર્યતિલક જવા રજા લે છે. છુપી રીતે સાંભળતો સીકંદર ત્યાં આવે છે. અને સીકંદરના ફરમાન પ્રમાણે વિષ્ટિના કાર્યની છુપી દેખરેખ રાખવા અત્રે આવેલ હોવાનો હેતુ જણાવે છે. આર્યતિલક, સીકંદરે પોતાને કહ્યા પ્રમાણે ઉમરાવ ( સીકંદર ) પાસે દુર્ગેશ્વરીને અંગત સલાહ આપવા બાબત પરવાનગી માગે છે. સીકંદર પરવાનગી આપે છે. આર્યતિલક દુર્ગેશ્વરીને ઉમરાવનો પરીચય આપે છે. દુર્ગેશ્વરી, ઉમરાવે પરવાનગી આપવાથી આર્યતિલકની શી સલાહ છે તે જાણવા માગે છે. આર્યતિલક, સુલેહ ન કરતાં યુદ્ધ ચાલુ રાખવાની મક્કમપણે સલાહ દે છે. સીકંદર, આર્યતિલકના આ ઉલટા આચરણ માટે તેને જવાબદાર ગણે છે. સીકંદરના લેખી હુકમ અનુસાર આર્યતિલકને ક્રુર

વધની સજાનો ભય બતાવે છે. આર્યતિલકની દેશ ખાતર સ્વભોગ આપવા ઇચ્છા. ગ્રીકોની આવી કારસાજીથી દુર્ગેશ્વરીએ તેઓસાથે સલુકાઈ ન રાખવા, ગ્રીકોની છાવણીમાં પાછા ન જવા અને પોતાનો અધિકાર સંભાળી યુદ્ધ માટે સજ થવા આર્યતિલકને કહેવું. આર્યતિલકે પોતાની પ્રમાણિક ફરજને લઇ દુર્ગેશ્વરીનું કથન અમાન્ય કરવું. ઉમરાવ ( સીકંદર ) વિષ્ટિ નીષ્ફળ થવાથી યુદ્ધનું છેવટ આવ્યુ છે એમ જણાવે છે. આર્યતિલકને ઉગતા પ્રભાતે દેહાંતની શીક્ષા થશે. અને ગ્રીકસેના અત્રેથી કુચ કરી જશે એવો ઠરાવ સંભળાવી આર્યતિલકના દેહાંત સમયે અંતીમ ભેટ લેવા આવવા દુર્ગેશ્વરીને સુચવે છે. આયતિલકના અદ્ભુત વીરધર્માચારથી સર્વનું દીગમુઢ થવું. ઉમરાવ ( સીકંદર ) અને આર્યતિલકનું જવું.

## ટેબલો.

**પ્રવેશ ૪ થો—સ્થળ—બ્રહ્મચર્યાશ્રમ.**

ગુરૂ મંદારીકાને છુપાયલી જગોએથી નિકળી આશ્રમ છોડી ચાલી જવા કહે છે. મંદારીકા નમ્રતાથી કરૂણા ઉપજાવે છે. ગુરૂ તેનો મનોરથ પૂર્ણ કરવા વચન આપે છે. હાલ તુરત બંગલીમાં જઇ રહેવા મોકલે છે. મોહજીતને બંગલીને બારણે ચોકી કરવા રાખી ગુરૂ, મંદારીકાનો બાલપુત્ર જે જગોએ છે તે જગોએ લેવા જાય છે. આ બાબત પણ ચંડી જાણી જાય છે. એટલે તે રાવણરાજને બોલાવવા ગોબરને મોકલે છે. રાવણરાજ આવે છે. તેવામાં ગુરૂ મંદારીકાના બાળકને કપડામાં વીંટેલ લઇ આવે છે. રાવણરાજની પુછપરછ. ચોકસી કરવી કપડામાં લપેટેલું છોકરૂં ખુલ્લું થવું. બગલીમાં છુપાવેલી મંદારીકાને બહાર કાઢવી. રાવણરાજનું ગુરૂપર રૌદ્ર રૂપ. મોહજીતે વચ્ચે પડી ખરો ખુલાસો કરવો. રાવણરાજનો

રાષ ઉતરવો. અને મોહજીતની હાલત વિચારી મંદારીકા સાથે હસ્ત મેળાપ કરવો. ગોબર અને ચંડીનો સંસાર પણ મંડાવવો. આશ્રમના ભવાડાનો અંત આવવો.

**પ્રવેશ ૫ મો**—સ્થળ સીકંદરની છાવણીમાં વધસ્થાન.

સીકંદર ( ઉમરાવના વેશમાં ) ગ્રીક સરદારો સાથે એક તરફ, બીજી તરફ દુર્ગેશ્વરી અને તેના સાથીદારો, કેદી હાલતે આર્ય-તિલક તરફ નિહાળતા નજરે પડે છે. સીકંદર, આર્યતિલકને રાહપર આવવા છેવટનો સવાલ કરે છે. આર્યતિલક પોતાનો કાયમી દ્રઢતાનો જવાબ આપે છે. સીકંદર. આર્યતિલકને કાળયત્રમાં ખડો કરાવી યત્ર ગતિમાં મુકવા છેલ્લો હુકમ થવાનું જણાવે છે. આર્યતિલકના આનંદદાયગાર સ્વદેશ અર્થે બળીદાન બનવાનો પ્રેમોન્માદ. આર્યતિલકના દેવ દુર્લભ સ્વાર્પણના અદ્દભુત દ્રશ્યથી સીકંદરશાહ ચકીત થાય છે. સત્ય સ્વરૂપમાં જાહેર થઈ આર્ય તિલકને પ્રેમથી ભેટે છે. સર્વને સાનંદાશ્ર્ચ. સીકંદર, દુર્ગેશ્વરી અને આર્યતિલકની સ્વતંત્ર સ્વરાજ્ય ભોગવવાની લાયકાત કબુલ કરે છે; દુર્ગેશ્વરી અને આયતિલકે સીકંદર-શાહની સુજનતાનીં પ્રશંશા કરવી. સુલેહનો ઉત્સાહ મનાવવા દુર્ગેશ્વરીની દરબારમાં પધારવા સીકંદરને. આમત્રણ. સર્વનું જવું.

## સીન ટ્રાન્સફર,

**પ્રવેશ ૬ ઠો**—સ્થળ દુર્ગેશ્વરીની દરબાર

દુર્ગેશ્વરી સુલેહના ઉત્સવ સાથે યુવરાજ સાંબનો રાજ્યાભિષેક કરે છે. આર્યતિલક, કૌમુદી અને ધનંજયનો હસ્ત મેળાપ કરે છે. યુદ્ધના કેદી ગ્રીક સરદારો સાથે સેલ્યુકસને પણ કેદથી મુક્તી.

## સીકંદર શાહના શ્રી મુખથી આર્ય ગૌરવનું મહાત્મય.

આર્યાવર્ત દુનિયાનું દેવમંદીર થવાને લાયક છે,
અજબ આ દેશ આર્યાવર્તના કંઇ રંગ ન્યારા છે,
શુરાતનમાં સુજનતામાં સચેતન પ્રાણવાળા છે,
ન જોઈ એશીયા યુરોપમાં સુસંસ્કૃતી આવી,
જગતમાં આર્ય લોકો દિવ્ય જળ હળતા સીતારા છે,

**આનંદ. આનંદ. આનંદ.**

**ઇતિ શુભમ**

શ્રી

# આર્ય તિલક નાટકના ગાયનો.

## મંગળાચરણ.

સુત્રધાર-નટી—

સિદ્ધિ દાતા શ્યામ શુભકર સ્વામી સુખધામ,
જય જય જગ અભીરામ—શુભકર સ્વામી સુખધામ;
વૃજ વિહારી શ્રીજી નમામી,
નવીન નાટય કરો રસમય,
દીન જાણી દામોદર કર અમ સ્વીકારો,
બેડો તારો પુરો કામ—શુભકર૦

બાળાઓ—

જગતને આર્યોએ આપ્યો સંદેશ,
સમજાવ્યો દૈવી જીવનનો ઉદ્દેશ;
સુધારો કીધો રે સંસ્કૃતીને પ્રસારી દુર દેશ-જગતને.
એશીયા અમેરીકા યુરોપ અને આફ્રીકા,
આર્ય સંસ્કૃતીના છે સર્વ રૂણદાર;
પૂર્વે પ્રકાશી સુર સંચર્યો પશ્ચિમમાં.
ખંડ ખંડ તેજ છે છવાયાં સંસાર,
ભારત વર્ષનો ભાનુ રૂડો એ;
પ્રકાશ્યો પૃથ્વિમાં રહેજો હમેશ,
દેવોને દુર્લભ એ ભારત સ્વદેશ—જગતને.

મંદારિકા—　　　　　૧

વેચવાનું છે જીગર એક વેચવાનું છે,
　　　　　　　　　મળે કોઇ ખરીદનારૂં,
જીગર એક વેચવાનું છે સુકોમળ પુષ્પ શું છે;
મસ્ત મદિરા શું અને ભીનું મધુરૂં દ્રાક્ષ શું—એ.
　　　　　　　　　રંગમાં રંગત નવાનું છે:—
હજુ ઉઘડયું ન ઉઘડયુ છે અછૂતું છે અમૂલું છે,
છે નિર્મળ આઇના જેવું જીગર એ દઈ જવાનું છે:—

મંદારિકા-મોહજીત—　　　　　૨

મ્હારા મોહનજી આવો કહું એક મારારે મનની વાતલડી
સાથે રહીને ભીડી બાથે ગાળીશું રંગ રાતલડી;
સાગરે શીશમનો ઢોલિયો મંગાવશું,
ફૂાંકડાજી ફૂલની ચાદર બીછાવશું;
વ્હાલા—વ્હાલી ખીલશું,
વ્હાલા ખીલશું લાલા ખીલીશું: . .
અમૃતના ઘુંટડા પીશું પીવરાવશું,
હૈડાંના માલિક હૈડે ઝુલાવશું;
વ્હાલા, વ્હાલી, ઝુલીશું,
વ્હાલા, ઝુલીશું લાલા ઝુલીશું.

સાહેલીઓ— ૩

મનહર મોહના રસીલી છબીલી છો શાને ઉદાસી તમે.

અનંગા—

પ્રેમ સુની આ જીંદગી'અસાર છે,
પ્રાણ પ્યારાનો મુજપરના પ્યાર છે;

સાહેલીઓ—

ચંદ્રવદની ઓ નાર આમ કરના વિચાર તારૂં જોબન સંભાળ,
પ્રીતમરાજ લેશે ભાળ ધીર હરદમ દીલ ધાર.

અનંગા—

નેહે નિહાળે ના મારા નાવલીયા શંગારો પ્હેરવા શા કાજે
સાહેલીઓ–ચંદ્રવદની ઓનાર.

દુર્ગેશ્વરી— ૪

જીવન સફળ કરજો ઓ સંતાનો ? —જીવન.
સુનીતિ ધર્મ ધરજો વીર થજો;
જનકરામ પગલે"વીચરજો—જીવન સફળ કરજો.
ભારત પૂજ્ય જનની પ્રીય ચરણે,
શરીર પ્રાણ પ્રીતથી અરપીને;
ઉર ઉદય ચાહજો સંપ સજજો,
શત્રુ હણજો કીર્તી વરજો, જય મળશે, સુખી થજો–જી.

નાચનારીઓ—　　　　　૫

સજની હાં સજની,
વધાવો કનક ફુલડે મોતીડે;
રીઝાવો રંગે રાગે રાજને—સજની.
મધુરાં કંઠે મુબારક બાદી,
આનંદે ગાઓ, આવો હુલાસમાં, નાચો સૌ સાથમાં સંગે;
મળીરે ધન્ય ઘડી આજની આવી છે–સજની.

૬

પ્રેમ પાઠશાળામાં ભણ્યા પાઠ જુદા,
　　　　અમે ભણ્યા પાઠ જુદા;
પ્રેમ અંકશાળામાં ગણ્યા, આંક જુદા,
　　　　અમે ગણ્યા આંક જુદા.
કહે સહુ અંકશાસ્ત્રી આમ સરવાળા લખાએ છે,
મુકો જો એક વત્તા એક તો તે બે ગણાએ છે;
પુછ્યું જો પ્રેમ ગુરૂને જઇ, કહે જુઠા છે એ સઘળા,
મળે જો એક સાથે એક બેનાં એક થાએ છે.

૭

મંદારિકા—ઝટપટ કીજે ઉપાધી આ ખલાસ,
　　　　પ્યારા મારા આનંદે કરીયે વિલાસ.
મોહજીત—મનમાં સોચું છું પ્યારી એજ વાત,
　　　　મુજને ચિંતા છે તારી દીન રાત.

મંદારિકા—ખાલી ડર ખાઓ છો, નાહક અટવાઓ છો,
છોડો છોડો આ નીવાસ, શાને વેઠો આવો ત્રાસ.

મોહજીત—ખટપટ કરીને, નટખટ થઇને, ગુરૂવશ કરશું ખાસ,
ઓ મનહરણી જાશું પરણી યુક્તિ થાશે પાસ.

મંદારિકા—રહેજો રસીલાએ ખ્યાલમાં રહેજો,
લેજો વિનંતી પિયુ ધ્યાનમાં લેજો.

મોહજીત—બેશક.

મંદારિકા—વ્હાલાજી જો જો હો વાત ભુલી જાતા કંઈ કરજો પ્રયાસ,

સાહેલીઓ— ૮

સોહેશી સુંદરી વસંત,
એ સાહેલી જોને, સોહેશી સુંદરી વસંત:
પંચરંગી રૂડાં પુષ્પોની ઓઢણી ધરંત,
ફુલી ફાલી રસ જોબન રંગથી દીપંત:
ચંડી વાયુની લ્હેકી મધુરી મધુરી મનડું હરતી,
આંબા ડાળે કોયલડી ટહુકી ટહુકી કામણ કરતી:
ખેલે પ્રીતમ રસીયાથી પ્રમદાઓ ધરી ખંત.

સાહેલીઓ— ૯

હાર્યા સરકાર હાર્યા હાર્યા થઇ જીત અમારી.

સાંબ—જીત તમારી અને હાર્યો હું રાજદુલ્હારી.

સાહેલીઓ—નરવર શુરવીર આપ ભલે પણ અહીં જીતી ગઇ કામણગારી

**વાસંતિ**—એ નટખટ સુંદર રાજ,
ના ચાલાકી ચાલી આજ;
ઠીક સપડાયા છો શીરતાજ.

**સાહેલીઓ**—જીત્યાં દીલડાના જંગ, ચુકાવો પિયુ પ્રેમના દંડ.
મનાવો મનહરણીનાં મન—હાર્યા સરકાર.

૧૦

**વાસંતી**—રગ રગ રસબસ કરી રંગ રસીયા,
બાંકા છેલા શ્યામ મારે મન વસીયા—રગ રગ.

**સાંબ**—પ્રાણ સમી પ્રિય હૃદય રમા તું,
નેત્રમણી મુજ જીવનની કળા તું.

**વાસંતિ**—નહિં થાશો પ્યારા ન્યારા, મારાં મન હરીયાં,
શામળીયા પાતળીયા નાવલીયારે;
મારા હૈયામાં જડીઆ—બાંકા છેલ.

---

# અંક ૨ જો.

૧૧

**શેઅર.**

**સેલ્યુકસ**—જામ એક પીનેસે મુઝ દીલભી બહાદુર હો ગયા,
લાખ દુશ્મન હો તો ક્યા જો શખ્સ બે ડર હો ગયા.

હાં પીલાજા (૨) રે મોહે મદભર પ્હે મદવા પીલા,
હાં પીલાજા રે મોહે મદભર પ્હે મદવા પીલા.
મસ્તી કે દીપક જલ જાએ ભીતરકે ભુવન પ્હે સબ રોશન હો જાય

વારાંગનાઓ— શેઅર.

જબ ચલાઇ તેગં તો મેદાન ખાલી હો ગયા,
શેરસા દીલ પીકે ઇસકી એક પ્યાલી હો ગયા.
યાર સાકી દે ભરકે પ્યાલી દે કુચ્છ ન બાકી રહે.
ફુરકતકે બાદલ હટ જાયે મહોબત કે મેઅરસે જગરવા ભીજાય.
યાર સાકી.........................

દુર્ગેશ્વરી— ૧૨

વીરો સીધાવો સ્વદેશ માતા, વિજય વધાઇ દઇ રહી છે,
ભારતની કીર્તિ ગજાવવાને અમૂલ્ય તક આ મળી રહી છે;
અપૂર્વ પ્રાક્રમ રણે બતાવો. સ્વદેશની જય ધ્વજા ચઢાવો,
સ્વમાન કાજે મસ્તક કપાવો, અમૃતની વૃષ્ટિ થઇ રહી છે—વીરો.
માતૃભુમિને બચાવવાને, સ્વતંત્રતાને નિભાવવાને.
રિપુને રણમાં વિદારવાને રણદેવી હાકલ કરી રહી છે—વીરો.

દુર્ગેશ્વરી— ૧૩

પ્રેમ નગરના પંથ કઠણ છે આદર અનાદર સહ્યા કરો,
વિપતનાં વાદળ શીરે છો વરસે ક્ષમાની વાટે વહ્યા કરો;
મીથ્યા મમતના પહાડો ઉલંઘી વીરોધ વનને વટાવીને,
ઉંચે દરજ્જે પહોંચવાને નીચા નમીને રહ્યા કરો—પ્રેમ.
જગત જનોની કૃતઘ્નતાના ગંભીર ઘાવો ભલે થતા,
મનુષ્યતાની સીદ્ધિને અર્થે, સમતાના મંત્રો જપ્યાં કરો—પ્રેમ.

મોહજીત— ૧૪

ફસ્યા જે પ્રેમ ફંદામાં, બન્યા દાના તે દીવાના,
જલે છે જેમ દીપક પર, બની પ્રેમાંધ પરવાના;
સરે બાજારમાં વેચાય પ્રેમી પ્રેમીને કાજે,
બરાબર મૂલ્ય ત્યાં અંકાય છે શાણા કે મુરખાનાં–ફસ્યા.
બીમારી પ્રેમની મીઠી મજા લે છે ખરા આશક,
નથી જખમો રૂઝાતા જીંદગીભર પ્રેમનાધાના-ફસ્યા.

૧૫

રાવણ–મહા મચાવ્યું ધાંધલ, લુચ્ચી પાજી તું નાર છે.
બૈજનાથ–અહો ભયંકર ડાકણ, તું દુનિયાનો ઉતાર છે.
મોહજીત—તેં કીધી ઉથલ પાથલ, ધુત્તી ઠગણી બદકાર છે.
સર્વ—આ ચંડો ચશ્કેલ, ખસીયલ, સુર્પનખાનો અવતાર છે.
ચંડી—અરરર મરી ગઇ બાપરે,
ગોબર—મુરખ દીવાની અક્કલની દુશ્મન તું આડો આંક.
બૈજનાથ—સજા કરો. બસ મજા ચખાડો, સત્વર કાપો નાક.

કંચનીઓ— ૧૬

સીકસ યંગ ફ્લોઝ જન્સ' વૅંટ ટુ ઇંડીયા ફૉર એ સ્પ્રી,
ઍઝ હૅપ્પી ઍઝ કુડ બી, ધી લવ્લી સાઇટસ ટુ સી;
ધે ગૉટ ઇનસાઇટ ધી સુલતાન્સ પૅલેસ હૅડ એ લુક ઍ રાઉન્ડ
વ્હેન સડન્લી ટુ ધૅર સરપ્રાઇઝ હીઝ હૅરમ ધે સુન ફાઉન્ડ;
વન બાઇ વન ધે પીપ્ડ ઇન થ્રુ ધી કી હોલ ઑફ ધી ડૉર;
વ્હેન એ વૉઇસ એકસલેઇમ્ડ,'નાઉ વૉટ ડુ યુ વૉંટ એન્ડ ધે ઑલ બીગેન ટુ રોર;
વીઆર ઑલ વેઇટીંગ ફૉર એ ગર્લ,
વેઇટ વેઇટ વેઇટીંગ ફૉર એ ગર્લ.

# અંક ૩ જો.

૧૭

શેઅર.

જય રહો સરકારનો, જગ નેકનામી હો સદા;
દોસ્ત સૌ આબાદને, બરબાદ દુશ્મન હો બધા.

---

ઇંદ્રિ સમ નૃપવર જગપર છો,
અનુપમ બળમાં શુરમાં છો;
કીરતી પ્રસારી સુરના પ્યારા જગના તારા છો,
શીરતાજ અવીચળ યશ જામો,
સુખસાજ અગણીત નીત પામો;
રહેજો અમર જગમાં, પ્રિયકર શુભકર સુખ,
કર મનહર સુંદર દુઃખ હર છો—ઇંદ્રિ.

વાસંતિ— ૧૮
આવો હૃદય પધરાવું મારા વ્હાલા આવો હૃદય પધરાવું.
સાંબ—
તારી નીકટ નવ આવું જાદુગારી તારી સમીપ નહીં આવું.
વાસંતિ—માનો માનો માનોજી હો રાજ,

શાણા શીરતાજ રીસાઓ ન રાજ—આવો.
સાંબ—અમે માયા છોડી, નહીં પ્રીતી ભોગી, હવે થાશું યોગી
વાસંતિ—એવું બોલોના શ્યામ કંથ કોડીલા કામ—આવો.
હાય કાળજામાં કંઈકિ મને થઇ ગયું.
સાંબ—અરે કારણું તે આમ વ્હાલી શું થયું,
વાસંતિ—કેમ કેવા યુકિતથી મનાવીઆ,
જાઓ અમથી ન બોલો નાવલીયા.
સાંબ—અરે રંગ છે સુજાણ, કરૂં તનમન કુરબાન—આવો.

વાસંતિ—સાહેલીઓ— ૧૯

ગોરા ગાલો વાળી આંખડલી તારી લાલ,
ખીલતા જોબનીયા વાળી, હો લાડકડી આ શા તાલ.
કૌમુદી—જોને કેવી ખીલી રાતડલી રૂડી આજ,
ઉરમાં ઉમળકા આવે હો સાહેલીઓ મારી આજ.
વાસંતિ—રંગત કાંઇ ન્યારી, નણદી નખરાળી.
સાહેલીઓ—કહે સજની શીદ છુપાવેરે હો પ્રીતડલીના હાલ—ગો.
સાહેલી—વાસંતિ—
તારે તનડે રસની ધારા રે હો છલકતાં છે વ્હાલ—ગોરા.

આહજીત, વિ૦ ૨૦

સર્વ—રંગ જામ્યો રંગ જામ્યો રંગ.
દુનિયાપર આવાં નંગ નમળે નીરખો નવ ખંડ;
આશ્રમ ઉજાળ્યું ગુરૂવર ધનધન તમે સત સંગ,
શાસ્ત્રો ભણાવ્યાં મહોબત સોબત મન્મથ જંગ,

વાહ વારે શો જામ્યો રંગ–રંગ.
જોડ અવીચળ, થાવ મહીપર, સુખનીરંતર પામો.
સંસારનો, દીલદારનો, જોબનનો લ્યો આનંદ.
વાહ વારે શો જામ્યો રંગ—રંગ.

૨૧

દુર્ગેશ્વરી:—પ્રભુની હજુરમાં જાવું નકી એ ધ્યાન રહે,
મૃત્યુની ફાળથી ઈનસાન ના બેભાન રહે
માયાના બંધ કાપી, મુક્ત થઈ રહે તત્પર,
ફરજો બજાવી લે બાકી નહિં અરમાન રહે;
જીવનના ખેલ ખેલીને ખલક થવાની ખાલી,
ગોરા કાળા અગર હીંદુ ન મુસલમાન રહે;

# સમાપ્ત.



મુદ્રકઃ—વીરજી ભગવાન.
મુદ્રણસ્થાનઃ—ધી મધુકર પ્રેસ, ૧લો ભોઇવાડો—મુંબાઈ.

